## ભાગ ૦ ૫



☐ મૂલ્ય રૂ. ૭-૫૦




☐ લેખક : ગિજુભાઈ બધેકા   સજાવટ : આબિદ સુરતી



☐ પ્રકાશક : આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ તથા અમદાવાદ - ૩૮૦ ૦૦૧
☐ પરિષ્કૃત દ્વિતીય આવૃત્તિ ૧૯૮૯ ☐ મુદ્રક : જયકર ઓફસેટ પ્રિન્ટર્સ શિવાકાશી - ૬૨૬૧૮૯



# તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ

એક હતો કણબી. એણે એક ખેતર ખેડ્યું. એમાં એણે જુવાર વાવી. જુવારને તો મોટાં મોટાં કણસલાં આવ્યાં. કણબી કહે – હવે એક રખેવાળ રાખીએ. દિવસ આખો ચકલાં ઉડાડશે ને રાતે રખોપું કરશે.

રખેવાળ તો રાતે રખોપું કરે અને દિવસે ચકલાં ઉડાડે. એમ કરતાં કેટલાયે દિવસો ગયા. એક વાર રાતે ચોર આવ્યા ને રખેવાળને મારીને કણસલાં લઈ ગયા. ખેડૂતે બીજો રખેવાળ રાખ્યો. બીજા રખેવાળને પણ ચોરોએ માર્યો ને કણસલાં ચોરી ગયા.

ખેડૂત કહે – હવે શું કરવું? આ તો મોટી પીડા થઈ. કાંઈક ઉપાય તો કરવો જ જોઈએ. ત્યાં ખેડૂતને ખેતરપાળ સાંભર્યા. ખેતરપાળ તો એવા દેવ કે હાજરાહજૂર! સાંભર્યા ત્યાં આવીને ઊભા રહ્યા. તે કહે – મારા સેવકને શું દુઃખ પડ્યું?

ખેડૂત કહે – આ મહારાજની કૃપાથી કણસલાં મોટાં થયાં છે, પણ ચોરો રહેવા દે ત્યારે ના? બે રખેવાળને તો મારી નાખ્યા. બાપા! કાંઈક કરો તો ઠીક. કાંઈક મારગ દેખાડો. ખેતરપાળ કહે – હવે આજથી તારે ફિકર નહિ. ખેતરમાં એક માળો બંધાવ ને ઉપર એક વાંસડો બંધાવ. પછી જોજે. ખેડૂતે તો દેવે કહ્યું તે પ્રમાણે કર્યું.

સાંજ પડી. દેવ તો ચકલીનું રૂપ લઈને વાંસ ઉપર બેઠા. મધરાત થઈ ત્યાં ચોર આવ્યા. ચારેકોર ફરવા લાગ્યા ત્યાં ચકલી બોલી –

એ ફરતા બરતા નખેરા!
તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ.

ચોર કહે – કોણ બોલ્યું? આમતેમ જોયું તો કોઈ ન દેખાય. ચોરે તો કણસલાં કાપવાં માંડ્યાં. ત્યાં ચકલી ફરી વાર બોલી –

ઓ કાતરતા વાતરતા નખેરા!
તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ.

ચોરોએ ચારે તરફ જોયું પણ કાંઈ દેખ્યું નહિ. એમણે તો કણસલાંની ગાંસડી બાંધી. વળી ચકલી બોલી –

ઓ બાંધતા વાંધતા નખેરા!
તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ.

ચોરો ચારેકોર જોવા લાગ્યા. ત્યાં તો તેમણે ચકલીને બોલતી દીઠી. ચકલીને જોઈને એ તો એને પથરે પથરે મારવા લાગ્યા. તોય ચકલી બોલી –

ઓ મારતા બારતા નખેરા!
તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ.

ચોરોએ તો ચકલીને વાંસડેથી છોડીને નીચે ઉતારી. નીચે ઉતારતાં ઉતારતાં વળી ચકલી કહે –

**ઓ ઉતારતા બુતારતા નખેરા!**
**તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ.**

ચોરો ચકલીને ખૂબ ઝપેટવા લાગ્યા. ચકલી વળી બોલી –

**ઓ ઝપેટતા બપેટતા નખેરા!**
**તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ.**

પછી તો ચોર એવા ખિજાયા કે ચકલીને કાપવા માંડી. ચકલી તોપણ બોલી –

**ઓ કાપતા બાપતા નખેરા!**
**તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ.**

ચોરે તો દેવતા પાડ્યો ને ચકલીને શેકવા માંડી. શેકાતાં શેકાતાં ચકલી બોલી –

**ઓ શેકતા બેકતા નખેરા!**
**તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ.**

પછી તો ચોરો ચકલીને ખાવા બેઠા. જ્યાં ખાવા માટે ચકલીના કટકા મોઢામાં મૂક્યા ત્યાં તો વળી ચકલી બોલી –

**ઓ ચાવતા બાવતા નખેરા!**
**તિલોકનું ટીપણું ને ત્રીજો રખેવાળ.**

ચોરો કહે – આ તો માળું કૌતક! કાં તો ભૂતબૂત હશે. એ તો એવા બી ગયા કે કણસલાં ને પછેડીઓ ને બધું મૂકીને નાસી ગયા. પછી તો ચોર કોઈ દિવસ આવ્યા જ નહિ. ખેડૂતના ખેતરમાં ખૂબ જુવાર થઈ. પછી ખાધું, પીધું ને મોજ કરી●



# પેમલો-પેમલી

એક હતો પેમલો ને એક હતી પેમલી. લાકડાં કાપવાથી થાકીપાકી પેમલો સાંજે ઘેર આવ્યો અને પેમલીને કહ્યું – પેમલી! આજ તો થાકીને લોથ થઈ ગયો છું. જો મને પાણી ઊનું કરી આપે તો નાહીને પગ ઝારું અને થાક ઉતારું.



પેમલી કહે – કોણ નભાઈ ના કહે છે? લો પેલો હાંડો; ઊંચકો જોઈએ?

પેમલે હાંડો ઊંચક્યો ને કહે – હવે?

પેમલી કહે – હવે બાજુના કૂવામાંથી પાણી ભરી આવો.

પેમલો પાણી ભરી આવ્યો ને કહે – હવે?

પેમલી કહે – હવે હાંડો ચૂલે ચડાવો.

પેમલે હાંડો ચૂલે ચડાવ્યો ને કહે – હવે?

પેમલી કહે – હવે લાકડાં સળગાવો.

પેમલે લાકડાં સળગાવ્યાં ને કહે – હવે?

પેમલી કહે – હવે ફૂંક્યા કરો; વળી બીજું શું?

પેમલે ચૂલો ફૂંકીને તાપ કર્યો ને કહે – હવે?

પેમલી કહે – હવે હાંડો નીચે ઉતારો.

પેમલે હાંડો નીચે ઉતાર્યો ને કહે – હવે?

પેમલી કહે – હવે હાંડો ખાળે મૂકો.

પેમલે હાંડો ખાળે મૂક્યો ને કહે – હવે?

પેમલી કહે – જાઓ, હવે નાહી લો.

પેમલો નાહ્યો ને પછી કહે – હવે?

પેમલી કહે – હવે હાંડો ઠેકાણે મૂકો.

પેમલે હાંડો ઠેકાણે મૂક્યો અને પછી શરીરે હાથ ફેરવતો ફેરવતો બોલ્યો – હાશ! જો, શરીર કેવું મજાનું હળવું ફૂલ થઈ ગયું! રોજ આમ પાણી ઊનું કરી આપતી હો તો કેવું સારું!

પેમલી કહે – હું ક્યાં ના પાડું છું? પણ આમાં આળસ કોની?

પેમલો કહે – આળસ મારી ખરી; પણ હવે નહિ કરું.

પેમલી કહે – તો ઠીક, હવે સૂઈ જાઓ.●



એક હતો રાજા. તે એક વાર શિકારે ગયો. શિકાર પાછળ બહુ દૂર નીકળી ગયો પણ શિકાર હાથ લાગ્યો નહીં. સાંજ પડી જવા આવી અને ભૂખ પણ બહુ લાગી. રાજા રસ્તો ભૂલ્યો હતો એટલે ગામમાં જઈ શકાય એવું ન હતું, તેથી એક વડલા નીચે ભૂખનો વિચાર કરતો બેઠો. એટલામાં વડલા ઉપર તેણે એક ચકી ને એક ચકો જોયાં. ભૂખ બહુ લાગી હતી એટલે તેણે તેને મારીને ખાઈ જવાનો વિચાર કર્યો. ચકલાંઓ બિચારાં માળામાં શાંતિથી બેઠાં હતાં. ત્યાંથી તેમને પકડી ગળાં મરડી નાખી શેકીને રાજા તો ખાઈ ગયો. રાજાને તો આથી મોટું પાપ લાગ્યું, અને તેથી તરત જ રાજાના કાન સૂપડા જેવા થઈ ગયા.

રાજા તો વિચારમાં પડયો કે હવે તે કરવું શું? એ તો રાત્રે ગુપચુપ રાજમહેલમાં પેસી ગયો અને પ્રધાનને બોલાવીને બધી વાત કહી – જુઓ, પ્રધાનજી! તમે કોઈને આ વાત કહેશો નહીં અને કોઈને અહીં સાતમે માળે આવવાય દેશો નહીં.

પ્રધાન કહે – ઠીક.

# સૂપડકન્નો રાજા



પ્રધાને કોઈને વાત કહી નહીં. એટલામાં રાજાને હજામત કરાવવાનો દિવસ આવ્યો એટલે રાજાએ કહ્યું – માત્ર હજામને આવવા દો.

માત્ર હજામ એકલો જ સાતમે માળે પહોંચ્યો. હજામ તો રાજાના સૂપડા જેવા કાન જોઈ વિચારમાં પડી ગયો! રાજા કહે – એલા ધનિયા! જો કોઈને મારા કાનની વાત કરી છે તો ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ! જીવતો નહીં જવા દઉં સમજ્યો?

હજામ હાથ જોડીને કહે – હો, બાપુ! હું તે કોઈને કહું?

પણ હજામની જાત કહેવાય ના? એટલે વાત પેટમાં ખદબદવા લાગી. ધનિયો આઘો જાય, પાછો જાય અને કોઈને વાત કરવાનો વિચાર કરે. પછી એ તો દિશાએ જવા ગયો. વાત તો પેટમાં ઉછાળા મારે અને મોઢેથી નીકળું નીકળું થાય. છેવટે હજામે જંગલમાં એક લાકડું પડ્યું હતું તેને વાત કહી –

**રાજા સૂપડકન્નો, રાજા સૂપડકન્નો.**

લાકડું આ વાત સાંભળી ગયું એટલે તે બોલવા લાગ્યું –

**રાજા સૂપડકન્નો, રાજા સૂપડકન્નો.**

ત્યાં એક સુતાર આવ્યો. સુતાર લાકડાને આમ બોલતું જોઈને વિચારમાં પડ્યો. તેણે વિચાર કર્યો – લાવ ને આ લાકડાનાં વાજિંત્રો બનાવું અને રાજાને ભેટ ધરું, એટલે રાજા ખુશી તો થાય? પછી સુતારે તો એ લાકડામાંથી એક તબલું, એક સારંગી અને એક ઢોલકી બનાવ્યાં. સુતાર રાજાને એ નવાં વાજિંત્રો ભેટ દેવા ગયો ત્યારે રાજાએ કહેવરાવ્યું – મહેલમાં નીચે બેઠાં બેઠાં સંભળાવો.

સુતારે વાજિંત્રો મૂક્યાં એટલે તબલું વાગવા લાગ્યું...

**રાજા સૂપડકન્નો, રાજા સૂપડકન્નો.**

ત્યાં તો સારંગી ઝીણે સૂરે લલકારવા લાગી...

**તને કોણે કીધું? તને કોણે કીધું?**

એટલે ઢોલકી ઊંચી થઈ ઢબક ઢબક બોલવા લાગી...

**ધનિયા હજામે! ધનિયા હજામે!**

રાજા આ વાત સમજી ગયો. એટલે સુતારને ઈનામ આપી વાજિંત્રો રાખી લઈ ભરમ ખુલ્લો ન પડે તેમ તેને રવાના કર્યો. પછી ધનિયા હજામને બોલાવ્યો ને પૂછ્યું – બોલ ધનિયા તેં કોને વાત કહી છે?

ધનિયો કહે – સા'બ કોઈને નથી કહી. પણ વાત પેટમાં બહુ ખદબદતી હતી એટલે એક લાકડાને કહી છે.

પછી રાજાએ ધનિયાને કાઢી મૂક્યો ને વાળંદ જેવી જાતને આ વાતની ખબર પડવા દીધી તે માટે પોતે પસ્તાવો કરવા લાગ્યો●





એક હતી સોનબાઈ. રૂપ રૂપનો અવતાર. એક વાર સોનબાઈ બહેનપણીઓ સાથે ધૂળ લેવા ગઈ. સોનબાઈ ખોદે ત્યાં સોનું નીકળે ને બીજી છોકરીઓ ખોદે ત્યાં ધૂળ નીકળે. બધી છોકરીઓ સોનબાઈ ઉપર તો ખારે બળવા લાગી. બધી છોકરીઓ પોતપોતાના સૂંડલા માથે ચડાવી સોનબાઈને એકલી મૂકીને ચાલી ગઈ.

સોનબાઈ તો એકલી રહી. સૂંડલો ચડાવવા ઘણી મહેનત કરે પણ કેમે કર્યો ચડે જ નહિ. ત્યાં તો એક બગલો નીકળ્યો. સોનબાઈ કહે – બગલા, બગલા! આ જરા સૂંડલો ચડાવ ને! બગલો કહે – તું મને પરણ તો તને સૂંડલો ચડાવું.

સોનબાઈએ 'હા' પાડી ને બગલે સૂંડલો ચડાવ્યો. સૂંડલો લઈ સોનબાઈ ઘર ભણી ચાલી એટલે બગલો વાંસે વાંસે ચાલ્યો. સોનબાઈએ તો ઘેર આવીને પોતાની માને બધી વાત કહી.

મા કહે – હવે ઘરમાંથી ક્યાંય બહાર જઈશ નહિ. જો બહાર જઈશ તો વખતે બગલો ઉપાડી જશે.

બહાર ઊભો ઊભો બગલો આ વાત સાંભળી

# સોનબાઈ ને બગલો

ગયો. એ તો ખૂબ ખિજાયો. એણે બધા બગલાને બોલાવ્યા ને કહ્યું – નદીનું પાણી પી જાઓ. ત્યાં તો બધા બગલા પાણી પીવા મંડયા તે ઘડીકમાં નદી સાવ સુકાઈ ગઈ.

બીજે દિવસ થયો ત્યારે સોનબાઈનો બાપ ભેંસો લઈ ને નદીએ પાણી પાવા ગયો. જઈને જુએ તો નદીમાં તો કાંકરા ઊડે! એણે તો કાંઠે ઊભેલા પેલા બગલાને કહ્યું –

**જળ મેલો ને આબક બગલા,**
**જળ મેલો ને ચાબક બગલા!**
**ઘોડા ઘોડારમાં તરસ્યા મરે છે,**
**ગાય ગવતરી તરસી મરે છે.**

બગલો કહે – તમારી દીકરી સોનબાઈને મારી સાથે પરણાવો તો જળ મેલું. બાપે તો હા પાડી એટલે બગલાએ નદીમાં જળ મેલ્યું. નદી પાછી હતી એવી પાણીવાળી થઈ ગઈ.

સોનબાઈને તો બગલા સાથે પરણાવી. સોનબાઈને પાંખે બેસાડીને બગલો તો એને ઘેર લાવ્યો. પછી તો સોનબાઈ ને બગલો સાથે રહે. બગલો પોતે દાણા ચણી આવે; સાથે બીજા લેતો આવે તે સોનબાઈને આપે.

એમ કરતાં કરતાં સોનબાઈને તો દીકરો અવતર્યો. સોનબાઈ તો રાજીની રેડ થઈ ગઈ!

એક દિવસ સોનબાઈના બાપે વિચાર કર્યો – ચાલ ને કોકને મોકલું ને ખબર તો કઢાવું કે સોનબાઈને તે સુખ છે કે દુ:ખ?

બાપે તો સોનબાઈના ભાઈને મોકલ્યો. સોનબાઈનો ભાઈ તો સોનબાઈ પાસે આવ્યો. ભાઈબહેન મળ્યાં ને ખુશી થયાં. ત્યાં તો બગલાને ચણીને આવવાનો વખત થયો.

સોનબાઈ કહે – ભાઈ! તું આ ડામચિયામાં સંતાઈ જા. બગલો એવો છે કે તને દેખશે તો મારી નાંખશે.

ભાઈ તો ડામચિયામાં સંતાઈ ગયો. સોનબાઈએ બે ગલૂડિયાં પાળ્યાં હતાં. તેમાંથી એક ઘંટી હેઠે પૂર્યું, બીજાને સાવરણી સાથે બાંધી ઘરમાં રાખ્યું અને પોતે બારણાં પાસે જઈને આડી બેઠી. ત્યાં તો બગલો આવ્યો અને કહે – બારણાં ઉઘાડો.

સોનબાઈ તો કાંઈ બોલી નહિ; પણ સોનબાઈનો છોકરો બોલ્યો –

**બાપા, બાપા!**
**મામલિયો ડામચિયામાં,**
**નાનું ગલૂડું ઘંટી હેઠ**
**ને મોટું ગલૂડું સાવરણીએ.**

બગલો બહારથી કહે – સોનબાઈ! આ છોકરો શું કહે છે?

સોનબાઈએ અંદરથી જ કહ્યું – એ તો અમસ્તો લવે છે.

ત્યાં તો છોકરો ફરી બોલ્યો –

**બાપા, બાપા!**
**મામલિયો ડામચિયામાં,**
**નાનું ગલૂડું ઘંટી હેઠ**
**ને મોટું ગલૂડું સાવરણીએ.**

બગલો કહે – બારણાં ઉઘાડો. પણ સોનબાઈએ બારણું ઉઘાડયું નહિ. બગલો તો પાછો ચણવા ચાલ્યો ગયો.

પછી ડામચિયામાંથી મામો નીકળ્યો ને એની સાથે સોનબાઈ દીકરાને લઈને પોતાને પિયર ચાલી ગઈ. પાછળથી બગલો આવીને જુએ તો કોઈ ન મળે●

એક હતો વાણિયો. વીરચંદ એનું નામ. ગામડામાં રહે. હાટડી માંડે અને રળી ખાય. ગામમાં કાઠી અને કોળીઓને વઢવાડ; બાપદાદાનું વેર.

એક દિવસ કાઠી કથળ્યા અને કોળી ઊમટ્યા; સામસામી તલવારો ખેંચી બજાર વચ્ચે ઊતરી પડ્યા. કાઠીએ જમૈયો કાઢ્યો ને કોળી ઉપર ઘા કર્યો. કોળી ખસી ગયો ને કાઠી ઉપર કૂદ્યો; એક ઘાએ કાઠીનું ડોકું હેઠું પડ્યું ને તલવાર લોહીલોહાણ!

વાણિયો તો મારામારી જોઈ હબકી ગયો. હાટડી બંધ કરીને અંદર પેઠો. અંદરથી બધું જોતો હતો ને ધ્રૂજતો હતો. ખૂન થયું. કાઠીનું ખૂન થયું; દોડો રે દોડો! એવી બૂમ પડી. આમથી તેમથી સિપાઈસપરા દોડી આવ્યા; ગામધણી ને મુખી પણ આવ્યા. બધા કહે–આ રઘા કોળીનો ઘા. બીજા કોઈની હામ નહિ! પણ કોરટે ચડવું એટલે શાહેદી વિના કેમ ચાલે?

કોઈ કહે–આ વીરચંદ શેઠ હાટડીમાં હતા. એ આપણા સાક્ષી. ભાળ્યું ન ભાળ્યું એ જાણે. હાટડીમાં તો હતા ને?



# સામસામી ખેંચાણી

વાણિયાને તો પકડી મંગાવ્યો ને કર્યો હાજર ફોજદાર પાસે. ફોજદારે પૂછ્યું – બોલ વાણિયા! શું જાણે છે?

વાણિયો કહે – બાપજી! મને કશી વાતની ખબર નથી. હુ તો હાટડીમાં બેસી નામું લખતો હતો.

ફોજદાર કહે – બસ, તારે જુબાની આપવી જ પડશે. કહેવું પડશે કે મેં બધું નજરોનજર ભાળ્યું છે.

વાણિયો મૂંઝાયો. ડોકું હલાવી ઘેર ગયો. રાત પડી પણ ઊંઘ આવે નહીં. વાણિયે વિચાર કર્યો... આમ કહીશ તો કોળી સાથે વેર થશે ને આમ કહીશ તો કાઠી વાંસે પડશે. કાંઇક વાણિયાગત કરું. વાણિયાના મનમાં વિચાર સૂઝયો ને ઊઠયો; ઢીલી પોતડી, માથે ફાળિયું ને ખભે ખેસિયું નાખી વીરચંદ ચાલ્યો. જઈને કાઠીનું બારણું ખખડાવ્યું.

કાઠી કહે – કેમ શેઠ! અત્યારે મોડી રાતે કેમ! વાણિયો કહે – ધરડેરા! ગામના કોળી બહુ ફાટયા છે. કે' છે આજે એક ખૂન કર્યું! કાલે કોણ જાણે શુંયે કરશે? કાલે એની વાત છે. ધરડેરો તો રાજી થયો ને વાણિયાને સો રૂપિયા ગણી આપ્યા. વાણિયો કેડે રૂપિયા બાંધી કોળીને ઘેર ગયો. કોળી કહે – શેઠ! અત્યારે કયાંથી? શું કામ પડયું છે?

વાણિયો કહે – બીજું તો શું? આ ગામના ઠાકરડા ફાટયા છે. એકને ટાળ્યો એ જ ઠીક કર્યું. રંગ છે કોળીની માને!

કોળી પણ રાજી થયો. વાણિયાને એણે બે કળશી બાજરો ભરી દીધો. વાણિયો તો ઘેર જઈ નિરાંતે સૂતો. મનમાં કહે... કોળી ને કાઠી બનેને લૂંટયા. હવે કાલે કોરટને ઠગવી છે.

બીજે દિવસે કેસ ચાલ્યો. ન્યાયાધીશ કહે – વાણિયા! બોલ; ખોટું બોલે એને પરભુ પૂછે.

વાણિયો કહે – ખોટું બોલે એને પરભુ પૂછે.

ન્યાયાધીશ કહે – બોલ જોઈએ, ખૂન કેમ થયું ને કોણે કયુ઼ઁ?

વાણિયો કહે – સા'બ! અહીંથી કાઠી કબકબ્યા ને ત્યાંથી કોળી હમહમ્યા.

– પછી?

– પછી ઈનું ઈ.

– પણ ઈનું ઈ શું?

– સા'બ! અહીંથી કાઠી કબકબ્યા ને ત્યાંથી કોળી હમહમ્યા.

– પણ પછી?

–પછી? પછી તો સામસામી ખેંચાણી ને મારી આંખ મીંચાણી. એમ કહીને વાણિયો તો ભસ દઈને કોરટ વચ્ચે જ પડયો ને બોલ્યો – અરે સા'બ, વાણિયાએ કાંઈ લોહીનો ત્રસકોયે ભાળ્યો છે? ઈ સામસામી ખેંચાણી અને મને તમ્મર આવી ગઈ. તમ્મર તે એવી આવી કે ઈ સિપાઈસિપરા ભેળા થયા ત્યારે જ સાધ આવી.

ન્યાયાધીશ કહે – ઠીક; હવે ફરી વાર તારી જુબાની બોલી જા જોઈએ?

વાણિયો કહે –

**અહીંથી કાઠી કબકબ્યા**
**ને ત્યાંથી કોળી હમહમ્યા,**
**સામસામી ખેંચાણી ને**
**મારી આંખ મીંચાણી.**

ન્યાયાધીશે આખરે વાણિયાને રજા આપી ને કાઠીને કોણે માર્યો તે સમજાયું નહિ. કેસ આખો ઊડી ગયો●

# કૂતરો ને ચિત્તો

એક હતો કૂતરો ને એક હતો ચિત્તો. બનેને ભાઈબંધી થઈ. કૂતરાને ઘર ન મળે એટલે ચિત્તાને ત્યાં રહે. કૂતરો ચિત્તાને ઘેર રહે એટલે ચિત્તો એની પાસે કામ કરાવે ને નોકરની જેમ રાખે. ચોમાસુ આવ્યું. ચિત્તો કહે – કૂતરાભાઈ! ચાલો તો આપણે રાફડા તપાસીએ! જોઈએ એમાં આ વખતે કેવીક કેવીક કીડીઓ ઊભરાઈ છે! બને રાફડે ગયા. ત્યાં તો એમાં કેટલીય જીવાત થયેલી. બનેએ ખોબા ભરી ભરીને જીવાત ઘેર આણી. ચિત્તાની સ્ત્રીએ તેનું મિષ્ટાન્ન બનાવ્યું ને ધરાઈ ધરાઈને ખાધું. બાકી વધ્યું એની સુકવણી કરી.

જમીકરીને ભાઈબંધ બેઠા હતા. ચિત્તો કહે - કૂતરાભાઈ! મારે આ સુકવણી મારે સાસરે મોકલવી છે. જરા નાનાં નાનાં ચાર પોટકાં બાંધી લો ને? કૂતરાએ તો ચાર નાનાં પોટલાં બાંધ્યાં. ચિત્તાભાઈએ તો ઠાઠમાઠ માર્યો. ભાઈસા'બ સાસરે જતા હતા ને! હાથમાં સારંગી લીધી ને ગાતા ગાતા ચાલ્યા. કૂતરાને કહે – તું આ ઉપાડી લે.

મોઢા આગળ ચિત્તો ને વાંસે કૂતરો. જે મળે તે પૂછે – ક્યાં ચાલ્યા, ચિત્તાભાઈ? ક્યાં ચાલ્યા, કુત્તાભાઈ?



ચિત્તાભાઈ કહે – એ તો મારે સાસરે જઈએ છીએ.

કોઈ કહેશે – ચિત્તાભાઈ! જરા આ સારંગી તો બજાવો. ચિત્તાભાઈ સારંગી વગાડે ને ગાય ...

**કુત્તાભાઈને માથે, વહુની સુકવણી;**
**કુત્તાભાઈને માથે, વહુની સુકવણી.**

ચિત્તાભાઈ તો ફુલાતા ફુલાતા ગાય, પણ કુત્તાભાઈનો જીવ જાય. કુત્તાભાઈ આખરે ખિજાયા. તે કહે — ચિત્તાભાઈ! હું જરા નાડાછોડ કરી આવું. તમે ચાલતા થાઓ. ચિત્તો આગળ ચાલ્યો.

કુત્તાભાઈએ પોટકું ઉઘાડીને બધી સુકવણી ખાઈ લીધી. પછી મહીં ખડ ભર્યું અને પાછો ઉતાવળો ચાલીને ચિત્તા સાથે થઈ ગયો. થોડી વાર થઈ એટલે કૂતરો કહે – ચિત્તાભાઈ! મને તમારી સારંગી આપો ને? મને જરા ગાવા-બજાવવાનું મન થયું છે. કૂતરે સારંગી હાથમાં લીધી ને ગાયું ...

**મારા સસરાને માટે છે,**
**ખડના ડૂચા આવ્યા છે;**
**મારા સસરાને માટે છે,**
**ખડના ડૂચા આવ્યા છે!**





ચિત્તાભાઈ કહે – વાહ, કુત્તાભાઈ, તમારું ગાયન તો બહુ સુંદર!

કૂતરો કહે – એ તો વળી ભાઇબંધની મહેરબાની છે તે એવું સરખું આવડે. હું તો તમારી પાસેથી જ શીખ્યો છું ના?

ચિત્તાભાઈ તો વાજતે ગાજતે સાસરે પહોંચ્યા. સાસરિયાએ સમાચાર પૂછ્યા, ને ચિત્તાભાઈએ પણ પૂછ્યા. ચિત્તાભાઈ રહ્યા જમાઈરાજ! કુત્તાભાઈનો ભાવ કોણ પૂછે? સાસુએ હેત કરી જમાઈરાજને હોકો આપ્યો. ચિત્તાભાઈ તો ગુડ-ગુડ કરતા બેઠા. કૂતરાનો કોઈએ ભાવે ન પૂછ્યો. થોડી વાર થઈ એટલે કૂતરાભાઈ નજર ચૂકવી બહાર નીકળ્યા ને દોટ મૂકી ઘર ભણી ભાગ્યા. જમાઈરાજ તો હોકલી પીતા પીતા મલકાઈને બોલ્યા – આ તમારે માટે મેં સુકવણી આણી છે. બહુ સરસ છે! સાસુજીએ હરખાતાં હરખાતાં ટોપલો ખોલ્યો. સસરાજી ડોલતા ડોલતા જોઈ રહ્યા. ત્યાં તો ટોપલામાં સુકવણીને બદલે ખડ!

ચિત્તો તો ખડ જોઈને ધૂંવાંપૂંવાં થઈ ગયો અને કૂતરાને ખોળવા લાગ્યો. પણ કૂતરાભાઈ તો પલાયન થઈ ગયા હતા! ચિત્તાએ બહાર નીકળી એક ડાહ્યા માણસને પૂછ્યું – ભાઈ! કૂતરાભાઈ કેમ જડે?

તે કહે – ઢોલ વગાડીને નાચ કરો એટલે કૂતરાભાઈ આવશે. ચિત્તાએ તો ઢોલ વગાડ્યા ને નાચ કર્યો. ગાય, ભેંશ, ઘેટાં વગેરે બધાં જનાવરો આવ્યાં, પણ કૂતરાભાઈને તો બીક હતી. તે કહે – જાઉં તો તો ચિત્તાભાઈ મારી જ ખાય ના?

બીજે દિવસ થયો. ઘેટાએ કૂતરાને નાચની વાત કરી. કૂતરાને નાચમાં જવાનું એવું મન થયું, એવું મન થયું કે ન પૂછો વાત! પણ શું કરે? ઘેટું કહે – હું તને મારી પૂંછડીમાં સંતાડીને લઈ જઈશ. પછી કાંઈ ચિત્તો તને દેખશે? વળી બીજે દિવસ થયો ને ઢોલ વાગ્યા ને નાચ શરૂ થયો. ઘેટાભાઈની પૂંછડીમાં સંતાઈને કુત્તાભાઈ તો ઊપડ્યા. ચિત્તો તો કૂતરાભાઈને ચારેકોર શોધે પણ ક્યાંય કૂતરાભાઈ દેખાય નહિ. ચિત્તાભાઈ નિરાશ થઈ ગયા.

વળી પાછા સાંજે ઢોલ વગાડ્યા ને નાચ શરૂ કર્યો. ઘેટાની પૂંછડીમાં સંતાઈને વળી કુત્તાભાઈ પણ આવ્યા. ઢોલ ખૂબ ખૂબ વાગવા માંડ્યો. નાચ ખૂબ જોરથી થવા લાગ્યો ને બધાં જનાવરો પૂંછડી હલાવી નાચવા લાગ્યાં.

ઘેટાભાઈની પૂંછડીમાં તો કૂતરાભાઈ હતા. એનાથી કેમ નચાય ને કેમ કરીને પૂંછડી હલાવાય? પણ નાચ તો એવો વધ્યો અને ઢોલ તો એવો વાગ્યો કે ઘેટાભાઈથી ન રહેવાયું, ને તે પણ પૂંછડી પટપટ હલાવીને નાચવા લાગ્યા! ને ત્યાં તો કૂતરાભાઈ પૂંછડીમાંથી બહાર પડી ગયા! કૂતરાભાઈ કહે – હવે માર્યા! ભાઈસા'બ તુરત જ ઊઠીને ભાગ્યા ને એક માણસની પાછળ સંતાઈ ગયા. ચિત્તાભાઈએ ગુસ્સામાં ને ગુસ્સામાં ઘેટાને ઠાર કર્યું. પછી કૂતરાને મારવા દોડ્યા પણ ત્યાં તો માણસે સામેથી ડાંગ ઉગામી.

ચિત્તાભાઈ કહે – ઠીક છે, કુત્તાભાઈ! કોઈક દિવસ લાગ આવવા દે. એકલો જોઉં તો ખાઈ જ જાઉં! ત્યારથી કૂતરાને અને ચિત્તાને વેર છે. કૂતરો ચિત્તાને દેખીને ભાગે છે. કૂતરાએ જંગલમાં રહેવું છોડી દીધું છે, ને ત્યારથી તે માણસની સાથે જ વસે છે●

## ખડબડ ખડબડ ખોદત હે

એક હતો બ્રાહ્મણ. તે બહુ જ ગરીબ. એક વાર તેની વહુએ કહ્યું – હવે તો તમે કાંઈક કામધંધો કરો તો સારું. છોકરાં હવે તો કોઈ કોઈ વાર ભૂખે પણ મરે છે!

બ્રાહ્મણ કહે – પણ હું કરું શું? મને કંઈ પણ આવડતું નથી. તું કાંઈક બતાવ તો ઠીક.

બ્રાહ્મણી ભણેલી ને ડાહી હતી. તેણે કહ્યું – લ્યો, આ એક શ્લોક હું તમને મોઢે કરાવું છું. તે જઈને કોઈ રાજા પાસે સંભળાવજો એટલે તે તમને થોડાઘણા પૈસા જરૂર આપશે. શ્લોક ભૂલી જશો નહિ. બ્રાહ્મણીએ તો બ્રાહ્મણને શ્લોક મોઢે કરાવ્યો અને તે બોલતો બોલતો બ્રાહ્મણ પરદેશ ચાલ્યો. રસ્તામાં એક નદી આવી. ત્યાં બ્રાહ્મણ નાહવાધોવા અને ભાતું ખાવા ખોટી થયો. નાહવાધોવામાં રોકાયો ત્યાં વહુએ શીખવેલો શ્લોક ભૂલી ગયો. બ્રાહ્મણ શ્લોક સંભારતો બેઠો, પણ કશુંય સાંભરે નહિ. એટલામાં તેણે એક જળકૂકડીને નદીકાંઠે ખોદતી જોઈ. શ્લોક સંભારતાં સંભારતાં એણે જળકૂકડીને ખોદતી જોઈ એટલે તેના મનમાં એક નવું ચરણ



સ્ફુર્યું. તે બોલવા લાગ્યો–

**ખડબડ ખડબડ ખોદત હૈ.**

બ્રાહ્મણ ઉપર પ્રમાણે 'ખડબડ ખડબડ ખોદત હૈ' એમ બોલવા લાગ્યો એટલે તેના અવાજથી કૂકડી લાંબી ડોક કરી જોવા લાગી. એટલે વળી બ્રાહ્મણને મનમાં બીજું ચરણ સ્ફુર્યું ને તે બોલ્યો –

**લાંબી ડોકે જોવત હૈ.**

બ્રાહ્મણ બીજી વાર બોલ્યો એટલે કૂકડી બીકથી છાનીમાની લપાઈ બેસી ગઈ. આ જોઈ બ્રાહ્મણના મનમાં ત્રીજું ચરણ આવ્યું. તે બોલ્યો–

**કૂકડમૂકડ બેઠત હૈ.**

બ્રાહ્મણ આમ બોલ્યો એટલે કૂકડી તો દોટ મૂકીને પાણીમાં જતી રહી. આ જોઈ બ્રાહ્મણના હૃદયમાં ચોથું ચરણ ઊપજ્યું અને તે બોલ્યો–

**ધડબડ ધડબડ દોડત હૈ.**

બ્રાહ્મણ તો એક શ્લોક ભૂલી ગયો પણ તેને બીજો શ્લોક હાથ લાગી ગયો. તે તો જાણે આ જ શ્લોક પોતાને શીખવ્યો હતો એમ માનીને આમ બોલતો બોલતો આગળ ચાલ્યો–

**ખડબડ ખડબડ ખોદત હૈ,**
**લાંબી ડોકે જોવત હૈ,**
**કૂકડમૂકડ બેઠત હૈ,**
**ધડબડ ધડબડ દોડત હૈ.**

ચાલતાં ચાલતાં એક શહેર આવ્યું. એ શહેરના રાજાની કચેરીમાં તે ગયો અને સભા વચ્ચે જઈને બોલ્યો –

**ખડબડ ખડબડ ખોદત હૈ,**
**લાંબી ડોકે જોવત હૈ,**
**કૂકડમૂકડ બેઠત હૈ,**
**ધડબડ ધડબડ દોડત હૈ.**

રાજાએ તો આ વિચિત્ર અને નવો શ્લોક ઉતારી લીધો. રાજા કે કચેરીમાં બીજું કોઈ શ્લોકનો અર્થ કરી શકયું નહિ. પછી રાજાએ બ્રાહ્મણને કહ્યું – મહારાજ! બેચાર દિવસ પછી પાછા કચેરીમાં આવજો. હમણાં રાજનાં સીધાં-પાણી ખાઓ અને સુખેથી રહો. તમને તમારા શ્લોકનો જવાબ પછી આપીશું.

રાજાએ બ્રાહ્મણનો શ્લોક પોતાના સૂવાના ઓરડામાં લખાવ્યો. રાજા શ્લોકનો અર્થ વિચારવા રોજ રાતના બાર વાગ્યે ઊઠે ને નિરાંતે એકાંતે શ્લોકનું ચરણ બોલતો જાય અને એના અર્થનો વિચાર કરતો જાય.



એક રાત્રિએ ચાર ચોર રાજાના મહેલમાં ચોરી કરવા નીકળ્યા. તેઓ રાજાના મહેલ પાસે જઈને ખોદવા લાગ્યા. બરાબર રાતના બાર વાગ્યા હતા અને રાજા આ વખતે શ્લોકના પહેલા ચરણનો વિચાર કરતો હતો. પેલા ચોરો ખોદતા હતા. તેમને કાને રાજાનો બોલ આવ્યો –

ખડબડ ખડબડ ખોદત હૈ.

ચોરોએ મનમાં વિચાર કર્યો કે રાજા જાગે છે અને ખોદવાનો ખડબડાટ સાંભળે છે. તેથી ચોરોમાંથી એક જણ રાજાની બારીએ ચડયો અને રાજા જાગે છે કે નહિ તે બાબતમાં ખાતરી કરવા લાંબી ડોક કરી ઓરડામાં જોવા લાગ્યો. ત્યાં તો રાજા બીજું ચરણ બોલ્યો –

લાંબી ડોકે જોવત હૈ.

આ સાંભળી જે ચોર બારીમાંથી જોતો હતો તેને ખાતરી થઈ કે રાજા જાગે છે; એટલું જ નહિ પણ તેને બારીમાંથી ડોક લબાવીને જોતાં પણ જોયો છે. તે એકદમ નીચે ઊતરી ગયો અને બીજાઓને છાનામાના બેસી જવાની નિશાની કરી. બધાય છાનામાના ઓડવાઈને

બેસી ગયા. ત્યાં તો વળી રાજા ત્રીજું ચરણ બોલ્યો –

કૂકડમૂકડ બેઠત હૈ.

ચોરોના મનમાં થયું કે હવે ભાગો! રાજા આ બધું જાણે છે અને જુએ પણ છે. હવે જરૂર પકડાઈ જશું અને માર્યા જશું. તેઓ બીકના માર્યા એકદમ દોડયા. ત્યાં તો રાજાએ ચોથા ચરણનો ઉચ્ચાર કર્યો –

ધડબડ ધડબડ દોડત હૈ.

હવે ચોરો તો હતા રાજાના દરવાનો. તેઓ જ રાજાના ચોકીદારો હતા. તેમની દાનત બગડેલી તેથી ચોરી કરવાનો તેમને વિચાર થયેલો. ચોરો ઘેર તો ભાગી ગયા પણ બીજે દિવસે કચેરી ભરાઈ ત્યારે રાજાની સલામીએ ન ગયા. તેમના મનને ચોક્કસ લાગ્યું હતું કે નક્કી રાજાજી બધું જાણી ગયા છે અને પોતાને ઓળખી લીધા છે.

દરવાનોને સલામે ન આવેલા જોઈને રાજાએ પૂછ્યું – આજે દરવાનો સલામે કેમ નથી આવ્યા? ઘરે કોઈ સાજુંમાંદું તો નથી થયું ના? રાજાએ બીજા સિપાઈઓને દરવાનોને તેડવા મોકલ્યા. કચેરીમાં દરવાનો આવ્યા અને સલામ કરી ઊભા રહ્યા.

રાજાએ પૂછ્યું – બોલો, તમે આજે કચેરીમાં કેમ નહોતા આવ્યા?

પેલા દરવાનો ધ્રૂજવા લાગ્યા. તેમના મનને તો ખાતરી જ હતી કે રાજા બધી વાત જાણી ગયેલ છે. ખોટું બોલશું તો વધારે માર્યા જશું એમ ધારી તેમણે રાતે બનેલી બધી વાત કહી દીધી.

રાજા તો આ બધું સાંભળી વિસ્મય પામ્યો. તેને થયું કે આ તો પેલા બ્રાહ્મણના શ્લોકનો પ્રતાપ. શ્લોક તો ભારે ચમત્કારી! બ્રાહ્મણ ઉપર રાજા ઘણો ખુશી ખુશી થઈ ગયો. તેણે બ્રાહ્મણને બોલાવ્યો અને તેને સારું ઇનામ આપી વિદાય કર્યો.

બ્રાહ્મણને સારો એવો સરપાવ મળ્યો એટલે શ્લોકનો અર્થ કહેવડાવવાની પંચાતમાં પડયા વિના સીધો તે ઘરભેગો થઇ ગયો, ને ખાધું પીધું ને મોજ કરી●

એક હતું સરોવર; મોટા દરિયા જેવડું. અને કાંઠે એક વડ; મોટા બધો વડ. એની ઉપર એક કાગડો રહે.

કાગડો તો કાળો કાળો મેશ. કાગડો એક આંખે કાણો અને એક પગે ખાંગો. કાગડો બોલે – કો કો. કાગડો ઊડે તો જાણે પડયો કે પડશું. તોય કાગડાનો ગો માય નહિ. મનમાં તો એમ કે મારા જેવું કોઈ ના ઊડે; મારા જેવું કોઈ ના બોલે! કાગડો દોઢડાહ્યો થઈને બેસે અને બધા કાગડાને ડરાવે.

એક વાર ત્યાં હંસ આવ્યા. આવીને વડ ઉપર રાત રહ્યા. સવાર પડી ત્યાં કાગડે ભાળ્યા. કાગડો વિચારમાં પડ્યો – અરે, આ વળી કોણ હશે? આ નવતર પ્રાણી ક્યાંનાં? કાગડે બાપગોતર હંસ ભાળ્યા હોય તો ને! કાગડે એક પાંખ ફેરવી, એક પગ ઊંચો કર્યો ને રોફથી પૂછ્યું – અલ્યા, એ કોણ છો તમે? અહીં કેમ આવ્યા છો? પૂછ્યા વિના કેમ બેઠા?

હંસ કહે – ભાઈ! અમે હંસ છીએ. ફરતા ફરતા આવ્યા છીએ; હમણાં જ થાક ખાઈને ચાલ્યા જશું.

કાગડો કહે – એ તો બધું જાણ્યું. પણ કાંઈ ઊડતાં કરતાં આવડે છે કે ફક્ત મોટાં શરીર જ વધાર્યાં છે?

હંસ કહે – આવડે એવું સરખું. ઠીક ઠીક ઊડી જાણીએ.

કાગડો કહે – વારુ. ઊડવાની કાંઈ જાતોભાતો આવડે છે? આપણને તો એકાવન ઊડ આવડે છે.

હંસ કહે – એકાવન તો શું, પણ એકાદ ઊડ ઊડી જાણીએ.

કાગડો કહે – ઓયવોય! એમાં તે શું મોટું?

હંસ કહે – એ તો અમને તો એવું જ આવડે ના?

કાગડો કહે – કાગડા જેવું કોઈ થયું છે? ક્યાં એકાવન ને ક્યાં એક! કાગડો તે કાગડો, ને હંસ તે હંસ!

હંસો સાંભળી રહ્યા. ને મનમાં મનમાં હસી રહ્યા. પણ હંસોમાં એક હંસ જુવાન હતો. એનાથી ન રહેવાયું; એનું લોહી ઊકળ્યું. એ બોલ્યો – કાગડાભાઈ! હવે બસ થઈ. નકામી વાતો શી કરવી? ચાલો ને આપણે જરાક ઊડી જોઈએ. તમારી એકાવન ઊડ બતાવો તો ખરા! પછી જોઈએ, ને પછી ખબર પડે કે કાગડો તે કાગડો અને હંસ તે હંસ છે કે નહિ.

કાગડો કહે – ચાલો.

હંસ કહે – ત્યારે બતાવો.

કાગડે તો ઊડો બતાવવા માંડી. ઘડીક ઊંચે ચડયો ને કહે – આ એક ઊડ. પાછો નીચે આવ્યો ને કહે – આ બીજી ઊડ. પાછો પાંદડે પાંદડે ઊડીને બેઠો ને કહે – આ ત્રીજી ઊડ. વળી પાછો એક પગે જમણી કોર ઊડયો ને કહે – આ ચોથી ઊડ. પાછો ડાબી કોર ઊડયો ને કહે – આ પાંચમી.

કાગડે તો આવી ઊડો કરવા માંડી. પાંચ, સાત, પંદર, વીસ, પચીસ, પચાસ ને એકાવન ઊડો કરી બતાવી. હંસ તો ટગરટગર જોઈ રહ્યા. મનમાં મનમાં હસી રહ્યા.

એકાવન ઊડ પૂરી થઈ એટલે કાગડાભાઈ મલકાતા આવ્યા ને કહે – કાં હંસભાઈ! કેમ, કેવી ઊડ?



હંસો કહે—ઊડ તો ભારે! પણ એક અમારી ઊડ પણ હવે જોશો ના?

કાગડો કહે—હવે એક ઊડમાં તે શી જોવી 'તી! આમ પાંખો ફફડાવીને આમ કરીને ઊડવું, એમાં જોવું 'તું શું?

હંસો કહે—એ તો ઠીક, પણ આ એક જ



ઊડમાં જરા સાથે ઊડવા આવવું હોય તો આવી જુઓ. જરા ખબર તો પડે કે એક ઊડ પણ કેવી છે?

કાગડો કહે – ચાલો ને, તૈયાર જ છું. એમાં ક્યાં સિંહ મારવો છે!

હંસ કહે – પણ તમારેય સાથે જ રહેવું પડશે. તમે સાથે રહો તો બરાબર જોઈ શકો ને?

કાગડો કહે – સાથે શું, આગળ ઊડું, પછી છે કાંઈ? તે આગળ ઊડ્યો ને હંસ તેની પાછળ ઊડ્યો.

કાગડે તો ફડફડ પાંખો ફફડાવીને મારી મૂક્યું. હંસ પાછળ સાવ ધીરે ધીરે પાંખો ફફડાવતો ચાલ્યો. ત્યાં કાગડો પાછો વળીને કહે – કાં? આ જ ઊડ છે ને! બીજું કાંઈ બતાવવું બાકી છે?

હંસ કહે – ભાઈ, જરા ઊડ્યા જાઓ, ઊડ્યા જાઓ, હમણાં ખબર પડશે.

કાગડો કહે – હંસભાઈ! કાં વાંસે વાંસે ચાલ્યા આવો? આવા ધીરા શું છો? ઊડવાના કાયર લાગો છો!

હંસ કહે – ઊડો તો ખરા; ધીરે ધીરે ઠીક છે. કાગડાના પગમાં હજી જોર હતું. કાગડો આગળ ને હંસ પાછળ ઊડયે જતા હતા. કાગડો કહે – કાં ભાઈ! આ જ ઊડ બતાવવી છે? લ્યો, ચાલો હવે થાકયા હશો; પાછા વળીએ. આમાં કાંઈ માલ નથી.

હંસ કહે – જરા આગળ તો ઊડો! હજી ઊડ બતાવવી બાકી છે. કાગડો આગળ ઊડવા લાગ્યો. પણ કાગડાભાઈ હવે થાકી ગયા હતા. પોતે આગળના પાછળ થઈ ગયા. હંસ કહે – કાં કાગડાભાઈ! પાછળ કાં રહો? ઊડ હજી થવાની છે. કાગડો કહે – ઊડો ઊડો; હું જોતો આવું છું, ઊડયો આવું છું. પણ કાગડાભાઈ ઢીલા થઈ ગયા હતા; પડમાં જોર નહોતું રહ્યું. ભાઈની પાંખો હવે પાણીમાં અડવા માંડી હતી.

હંસ કહે – કાગડાભાઈ! આ પાણીને ચાંચ અડાડીને ઊડવું એ કયા પ્રકારની ઊડ, ભલા? કાગડો જવાબ શો આપે? હંસ તો આગળ ઊડયો ને કાગડાભાઈ પાછળ પાણીમાં ડૂબકાં દેવા લાગ્યા. હંસ કહે – કાં કાગડાભાઈ, હજી મારી ઊડ તો જોવાની છે. થાકયા કયાં?

કાગડો પાણી પીતો પીતો પણ આગળ ઊડવા મહેનત કરતો હતો. જરાક આગળ ગયો પણ પછી તો પાણી ઉપર પડી ગયો. હંસ કહે – કાગડાભાઈ! આ વળી કયો પ્રકાર કર્યો?

બાવનમો કે ત્રેપનમો?

પણ કાગડો તો પાણીમાં ગળકાં ખાવા લાગ્યો હતો; રામશરણની તૈયારી થઈ હતી. હંસને દયા આવી. ઝટ લઈને પાસે આવ્યો ને કાગડાને પાણીમાંથી કાઢી લઈ પીઠ ઉપર બેસાર્યો. પછી હંસ તેને પીઠ ઉપર લઈને ઊંચે આકાશ સુધી ઊડયો.

કાગડો કહે – એ ભાઈ! આ તું શું કરે છે? મને તો ચક્કર આવે છે. આ તું કયાં ચાલ્યો? હેઠો ઊતર, ભાઈ! હેઠો ઊતર.

કાગડો ધ્રૂજતો હતો.

હંસ કહે – ભાઈ! જો તો ખરો? આ હું તને એક ઊડ બતાવું છું.

કાગડો ભોંઠો પડયો, મૂરખો બન્યો ને કરગરવા લાગ્યો. પછી હંસ હેઠે આવ્યો ને કાગડાને વડલા ઉપર મૂકયો ત્યારે કાગડાને થયું કે... હાશ, હવે જીવ્યા! પણ તે દિવસથી કાગડો સમજી ગયો.

# નાનીને ઘેર જાવા દે



એક હતું ઘેટાનું બચ્ચું. તે એક વાર. તેની મોટી માને ત્યાં ચાલ્યું. રસ્તામાં ચાલતાં તેને એક શિયાળ મળ્યું. શિયાળ બચ્ચાને કહે –
હું તને ખાઉં.
બચ્ચું કહે –
નાનીને ઘેર જાવા દે,
ખૂબ તાજું થાવા દે,
પછી મને ખાજે.
શિયાળ કહે – ઠીક.
બચ્ચું જરા દૂર ચાલ્યું ત્યાં એક ગીધ મળ્યું.
ગીધ કહે – હું તને ખાઉં.

ઘેટાનું બચ્ચું કહે –

**નાનીને ઘેર જાવા દે,**
**ખૂબ તાજું થાવા દે,**
**પછી મને ખાજે.**

ગીધ કહે – ઠીક.

ઘેટાનું બચ્ચું તો આગળ ચાલ્યું. ત્યાં વળી રસ્તામાં તેને એક વાઘ મળ્યો. વાઘ કહે – હું તને ખાઉં.

બચ્ચું કહે –

**નાનીને ઘેર જાવા દે,**
**ખૂબ તાજું થાવા દે,**
**પછી મને ખાજે.**

વાઘ કહે – ઠીક.

પછી રસ્તામાં એ પ્રમાણે તેને વરુ, ગરુડ, કૂતરો વગેરે જનાવરો મળ્યાં ને ઘેટાનું બચ્ચું સૌને ઉપર પ્રમાણે કહીને છૂટું થયું.

પછી ઘેટું તો મોટી માને ત્યાં જઈ મોટી માને કહે – મા, મા! મને ખૂબ ખવરાવ. મેં જનાવરોને વચન આપ્યું છે, માટે એ બધાં મને ખાઈ જવાનાં છે.

બચ્ચાએ તો ખૂબ ખાધુ, પીધુ ને સારી રીતે જાડું થયું. પછી તે મોટી માને કહે – મા! મને એક ચામડાનું ઢોલકું કરી આપો એટલે હું એમાં બેસીને જાઉં, ને મને કોઈ ઓળખે નહિ; મને તેથી કોઈ ખાય નહિ.

મોટી માએ તો બચ્ચાને માટે એક સારું મજાનું ઢોલકું બનાવ્યું, અંદર રૂપાળું રૂ પાથર્યું. પછી તેની અંદર બચ્ચું બેઠું. પછી ઢોલકાને જે ધક્કો માર્યો ને, તે ઢોલકું દડતું દડતું ચાલ્યું. ત્યાં રસ્તામાં ગરુડ મળ્યું. ગરુડ કહે – ભાઈ! ક્યાંય ઘેટાનું બચ્ચું જોયું?

ઢોલકામાંથી બચ્ચું બોલ્યું –

**ક્યાંનું બચ્ચું, ક્યાંનો તું?**
**ચલ ઢોલકડા ઢમકા દું!**

આમ જવાબ આપતું આપતું ઘેટું ઘણે દૂર નીકળી ગયું. છેવટે શિયાળભાઈ મળ્યા. શિયાળ કહે – ક્યાંય ઘેટાનું બચ્ચું દીઠું?

અંદરથી બચ્ચું બોલ્યું –

**ક્યાંનું બચ્ચું, ક્યાંનો તું?**
**ચલ ઢોલકડા ઢમકા દું!**

શિયાળ કહે – અરે, આમાં તો બચ્ચુ લાગે છે! ચાલ ઢોલકું તોડીને એને ખાઉં. પણ ત્યાં તો બચ્ચાનું ઘર આવી ગયું ને બચ્ચું ઘરમાં પેસી ગયું. શિયાળભાઈ બારણાં પાસે ઊભા ઊભા જોઈ રહ્યા



## બાળવાર્તાઓ વિશે

આ નાનકડા પુસ્તકમાં જે બાળવાર્તાઓ આપેલી છે તેમાં કળા છુપાયેલી છે, તાત્ત્વિક બોધ અદૃશ્ય રૂપે વસે છે, જનસ્વભાવનું મૂક વર્ણન છે ને મુગ્ધ બાળકોને આશુતોષ આહ્લાદ ઓતપ્રોત છે; તેથી જ શિક્ષકને તે ઉત્તમ મદદગાર છે. અનુભવી અને ઉત્સાહી શિક્ષકોને એટલી જ પ્રાર્થના છે કે આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહિ. આ વાર્તાઓનું ધ્યાન કરો, ધ્યાનથી તદાકાર થાઓ અને પછી જે તમને સ્ફુરે તે બાળકો પાસે મૂકજો. આ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી નથી, પણ તેની અંદર એક સ્વાભાવિક સંયમ હોય છે. પાપીને ધિક્કાર્યા વગર પાપપુણ્યનો ભેદ બતાવે છે, અને સમાજસેવાના ઉચ્ચ આદર્શનો ખ્યાલ આપતાં વિશ્વવ્યાપી પ્રેમ ઉત્પન્ન કરે છે. આ વાર્તાઓ યાત્રાળુઓની માફક દેશાંતરમાં ફરે છે, અને જ્યાં જ્યાં જાય છે ત્યાં પ્રેમધર્મ સ્થાપિત કરે છે.

• કાકા કાલેલકર



## શિક્ષક ભાઈબહેનોને

લ્યો આ બાળવાર્તાઓ. તમે તે બાળકોને કહી સંભળાવજો. બાળકો હોંશે હોંશે વાર વાર તે સાંભળશે. જોજો, વાર્તાઓ સુંદર રીતે કહેજો; વાર્તા કહેવાની ઢબે કહેજો; લહેકાથી કહેજો; રસથી કહેજો. કોઈ કોઈ વાર વાર્તાઓ વાંચી પણ સંભળાવજો. જેવડાં બાળકો હોય એવી વાર્તા પસંદ કરજો. ભાઈ! એક વાત ના કરતા. વાર્તાઓ બાળકોને ગોખાવશો નહિ; તેમની પાસેથી કઢાવશો નહિ; પરીક્ષાને માટે તેમને તે ભણાવશો નહિ.

તમે જાતે જ અનુભવજો કે વાર્તાઓ કેવી જાદુઈ લાકડી છે. તમારે બાળકો સાથે પ્રેમ બાંધવો હોય તો વાર્તાથી પગ માંડજો. તમારે બાળકોની અભિમુખતા સાધવી હોય તો વાર્તા પણ એક સાધન છે. મોટા પંડિત થઈને વાર્તા કહેશો નહિ; જ્ઞાન આપવા બેસશો નહિ; તટસ્થ રહીને કહેશો નહિ. વાર્તામાં તમે પોતે નાહજો અને બાળકોને નવડાવજો.

• ગિજુભાઈ





# લોભી દરજી

એક હતો દરજી અને એક હતી દરજણ. બંને લોભી. ઘેર કોઈ મહેમાન આવે તો માથાનો ઘા થાય. એક વાર એને ત્યાં બે મહેમાન આવ્યા. દરજીના મનમાં ચિંતા થઈ. એણે વિચાર કર્યો કે કાંઈક એવી યુક્તિ કરવી જોઈએ કે મહેમાન ચાલ્યા જાય.

પછી દરજી ઘરમાં જઈ દરજણને કહે – જો, હું તને ગાળો દઉં ત્યારે તારે મને સામે ગાળો દેવી; અને હું જ્યારે તને ગજ લઈ મારવા દોડું ત્યારે તારે લોટની માટલી લઈ ઘરમાંથી ચાલ્યા જવું, એટલે હું તારી પાછળ દોડીશ. મહેમાનો જાણે કે ઘરમાં તકરાર છે, એટલે પાછા ચાલ્યા જશે.

દરજણ કહે – ઠીક.

પછી થોડી વાર થઈ એટલે દુકાનમાં બેઠો બેઠો દરજી દરજણને ગાળો દેવા લાગ્યો. દરજણે સામી ગાળો દીધી. દરજી ગજ લઈને દોડ્યો, એટલે દરજણ લોટની માટલી લઈને નાસી ગઈ.

મહેમાનોએ વિચાર કર્યો...આ દરજી છે લોભી. અને તેનો વિચાર ખવરાવવાનો નથી એટલે આવા ઢોંગ કરે છે, પણ આપણે એને છોડવો નથી. ચાલો, આપણે મેડીએ ચડીને સૂઈએ. મહેમાનો તો મેડીએ ચડીને સૂતા. મહેમાનો ચાલ્યા ગયા હશે એમ ધારી દરજી-દરજણ થોડી વારે પાછાં આવ્યાં. મહેમાનોને ઘરમાં દીઠા નહિ એટલે ખુશી થતો થતો દરજી બોલ્યો – હાશ, ઠીક થયું કે પાપ ગયું!

પછી દરજી અને દરજણ એકબીજાનાં વખાણ કરવા લાગ્યાં. દરજી કહે – હું કેવો ડાહ્યો કે ગજ લઈને ધાયો!

દરજણ કહે – હું કેવી ગતીલી કે માટલી લઈ જતી રહી!

મહેમાનો આ વાત સાંભળી મેડીએથી બોલ્યા – ને અમે કેવા દૂતા કે મેડીએ ચડીને સૂતા!

દરજી-દરજણ ભોંઠાં પડી ગયાં. અને મહેમાનોને નીચે ઉતારી રોટલા ખવરાવી વિદાય કરવા પડ્યા●

